AHURA

# WHAT PARSEES HAVE GIVEN TO INDIA?

*The Maxims of Charity, Enterprise, Self-Government, Industry, Education & Reforms—Matters of Vital Importance to the Country*

These Articles were contributed to the Jam-e-Jamshed in its issues of April-June 1923, greatly appreciated by the Readers

BY

**Maneck H Dadachanji** F C I (Eng)



# પારસીઓએ

## હિંદુસ્તાનને શું આપ્યું છે?

**ખાવત, સાહસ અને સ્વરાજ્યના સબકો.**

જમશેદના એપ્રીલ-જુન ૧૯૨૩ ના અંકોમા છપાયલો અને વાચકોની પ્રશંશા પામેલો એક લેખ.

લખનાર—**માણેક હોરમસજી દાદાચાંનજી.**



૧૯૨૩

Printed by M D Mehta at The Prof P P, P O Box No 5 & published by M H Dadachanji, at 55, Khetwadi Back Road, B

## મી. એરચ ગોળવાલાનાં લખેલાં પુસ્તકો.

### ગુજરાતી પુસ્તકો.

## જરથુશ્ત્રના ગાથા ગુજરાતી બેતમાં શુધ અવસ્થા ભાગુતર સાથે.

વડા દસ્તુર સાહેબો શમસ-ઉલ-ઓલમા દસ્તુરજી દારાબ પે. સંજાણા દસ્તુરજી મીનોચેર કે જામાસ્પજી, દસ્તુરજી દીનશાજી ગરડાજી તથા શીધ, દખ્ખણ વગેરે શહેરોના અનેક વડા દસ્તુર સાહેબોએ તેમજ જાણીતા અવસ્તા સ્કોલરોએ એકકે અવાજે વખાણેલુ અને જરથોસ્ટીઓને ખાસ વાંચવાને આગ્રહ કરેલુ ઉપયોગી પુસ્તક                    કીમત માત્ર રૂ ૨

**માઝદયસ્નની આતેબરી** યાને જમશીદ – ઝોહાક – ફરીદુનની તવારીખ પધ્ધ, ગધ્ધ તથા સંગીતમા નોટેશન સાથે

મરહુમ દસ્તુરજી મીનોચેહેરજી જામાસ્પ આશા, વડા જજ મી. ઝવે વગેરે જાણીતા સ્કોલરો અને આસામીઓએ ઉંચા મતો આપ્યા છે કીમત રૂ.

### ઇંગ્રેજી પુસ્તક.

**Typical Errors in English Corrected.**

મેત્રીક અને પી. ઇ ના વિધ્યાર્થીઓ માટે ઘણુ અગત્યનુ પુસ્તક યુનીવર્સીટીના પ્રોફેસરો જેવાકે પ્રો હેમીલ પ્રો દારૂવાલા, રા બા ડી પાધ્યે, પ્રીનસીપલ બી. જે વ્હાડયા, મી. જયકર બેરીસ્ટર વગેરેએ ઉંચી સરટીફીકેટો આપી છે કીમટ માત્ર રૂ દોઢ

મલવાનુ ઠેકાણુ —

**ગોળવાલા શોર્ટ ટયુશન કલાસીઝ,**

જુમ્માખાના સામે, કોટ, મુંબઇ.

# પારસીઓએ હિંદુસ્તાનને શું આપ્યુ છે?

**જામે જમશેદ પત્રના અધીપતીની મહેરબાનીથી
તેના એપ્રીલ જુન ૧૯૨૩ ના કેટલાક
અંકોમાં છપાયલો અને વાંચકોની
પ્રસંશા પામેલો એક લેખ.**


લખનાર.

**માણેક હોરમસજી દાદાચાંનજી,** એફ સી આઇ (ઇંગલાડ)

ઓ૦ સેક્રેટરી, યંગ મેન્સ ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન, મુંબઇ.

જરથોસ્તી જમાનો, ખુદાને મળવાનો જરથોસ્તી માર્ગ,
અશો જરથુસ્ત, ગૌમુત કે તરે, સર શાપુરજી
ભરૂચા વગેરે પુસ્તકોના કર્તા


---




૧૯૨૩.

સંપુર્ણ લાગણી સહીત "પારસીઓએ આ દેશને માટે શુ કર્યું છે." તેનો કાંઈક ભાસ આપતાં લખાણુની આ નાનકડી કેતાબ પુર્ણ નમનતાઈથી હું વાચક વર્ગ સનમુખ પેશ કરૂ છુ, અને માત્ર થોડાક પાનાઓમા પારસી જેવી ઈતીહાસીક પુરાતમ કોમના હિંદના કર્તવ્યોનો સાર આપવાને સામર્થવાન થયો છુ, તે માટે તે પાક યઝદાનનો, પવિત્ર પએગમ્બર જરથુસ્ત્રનો અને આરાધવા લાયક સર્વે નુરી ચિનહો તેમજ, તે પુજ્ય પારસી બાપદાદાઓના અશો ફરોહરોની હજારો શુક્ર ગુઝારી કરૂ છું.

દાદાચાનજી બીલ્ડીગ,
૫૫, ખેતવાડી એક રોડ,
મુંબાઈ, તા ૧-૮-૧૯૨૩

સેવક,
માણેક હોરમસજી દાદાચાંનજી

આ જાહેરખબર લાવનારને આ ચોપડીની એક નકલ જાત પરજાતના તફાવત વગર તા૦ ૧ લી સપટેબર ૧૯૨૩ પછી મફત ભેટ આપવામા આવશે.

એમાની જાહેરખબરોનો લાભ લેનારે આ ચોપડીનું નામ મેહરબાનીની રૂએ લખી પ્રગટ કર્તાને જાહેરાતથી ઉત્તેજન આપનારાઓને એવા કામોમા હરદમ ઉત્તેજન આપતા રહેવાની ચાલુ તક આપવા ખાતર વીનતી કરવામા આવેછે કે જેથી એમાની અનેક વધું નકલો છપાવી મફત દેશાવરોમા પણ વહેચણી કરવાને બની આવે.

એમાની ૪૦૦૦) ચોપડીઓની વધુ નકલો માટે જાહેરખબર આપનારાઓએ દશેરા આગમજ વધુ વીગત માટે નીચલે ઠેકાણે તાકીદે મલવુ યા લખવુ.

**એમ. ડી. મેહેતાની કુંપની.**

ઠેકાણું – ન૦ ૭, વાકા મોહલ્લો, ક્રોસ કોલભાટ લેન,
ચોરા બજારની પછવાડે ધોબીતળાવ, મુબઇ, ૨.

---

## ખુશ ખબર.

જરથોસ્તી ભાઇઓ અને સ્કાઉટ બેરાદરો વારસીક રૂ ૨ ભરી દર માહીને રૂ. ૧૫૦ થી રૂ ૨૦૦ મેલવો

વાચો ગુજરાતીમા છાપેલુ "ધી કીંગ સ્કાઉટ" જેમા જાણીતા વકતાઓ અને લેખકોના લખાનો દર મહીને છાપવામા આવેછે.

લખો – પોસ્ટ બોક્સ નબર ૭૨૧, કોટ, મુંબઈ.

# What Parsis have given to India?

BY

*Maneck H Dadachanjee*

F C. I (Eng).

# પારસીઓએ હિંદુસ્તાનને શું આપ્યું છે?

લખનાર-મી. માણેક હોરમસજી દાદાચાંનજી.

ઇસવીસનની છઠી સદીના મધ્ય ભાગમા થોડાક વહાણો ભરીને ઇરાનના અગ્નિ આરાધક જરથોસતીઓની એક ટોળકી ભારતના પ્રદેશમા દાખલ થઇ ફારસ જેવા મહાન મુલ્ક અને કુદરતી શ્રેષ્ટ આબોહવા વાલા ઇરાનના મોતેબર પ્રદેશની આ નવી પ્રજાએ હીંદમા પોતાનો રહેવાશ મુખ્યત્વે કરીને નર્મદાના દક્ષીણ કીનારા ઉપર નકકી કરયો, અને રફ્તે રફ્તે તેઓ ગુજરાત અને દક્ષીણના જુદા જુદા ભાગોમા જઇ વસ્યા. ભારતની ભુમી ઉપર પગ મુકતી વેળાએ તેઓની સખ્યા મરદો, ઓરતો અને બચ્ચા મળીને એક મોટી હતી, જેઓ સર્વેનો બાધો, શારીરીક પ્રકૃતી, ચામડાનો રગ કે ભાશા એ બધુ આ દેશની સ્થિતીથી તદન જુદા પ્રકારનુ હતુ, અને સામટી રીતે તેઓ હીંદી પ્રજાને જરાક પણ મળતા નહોતા, બલકે વધુમા તેઓની કાયનાત ઉત્તર હીંદની આરયન, અફગાન કે હીંદુકુશની પેલે પારની પ્રજા જેવી લાગતી હતી તેઓ નો સ્વભાવ મળતાવડો, ખાસીઅત ઉપકારી, અને રીતભાત તાબેદારી ભરી તેમજ ધારમીક હતી, અને મોટે ભાગે તેઓના ચહેરા ઉપર મુશકેલી, સકટ અને દીલગીરીનો છાપ વ્યાપી રહયો હતો તેઓ ઘણાજ ધરમચુસત ઈમાનના, પાકટ યકીનવાલા, અને ખુદાઇ રાહ ઉપરજ વરતન કરનાગ હતા, પરતુ જે ખાસ ગુણો તેજ વખતે તેઓમા માલમ પડી આવતા

હતા તે, ઉદારપણા, સાહાસીકપણા અને લડાયકપણાના હતા આ પરદેશી પ્રજાએ આ પારકા દેશમા આવ્યા પછી માત્ર ટુક અરસામા ભાષા, પહેરવેશ અને હીદી રીત રીવાજો અગીકાર કર્યા, અને માત્ર એક સદીમા તો તેઓ આ દેશને ઘણી ઉપયોગી પ્રજા જેવા માલમ પડયા હતા માત્ર રીતરીવાજો અને પહેરવેશોનીજ નકલ કરીને તેઓ બેસી રહયા નહતા, પરતુ પોતાના લોહીમાં સમાવેલા વફાદારી, ખત અને પહેલવાનગીરીના ગુણોના નમુના પણ તેઓએ બતાવવા માડયા હતા પોતાના માલીક હીદુ રાજાઓ તરફથી આ નવા પરોણા પારસીઓએ જાતી ભોગ આપીને પણ મહાન લડાયક ભાગો ભજવ્યા હતા, અને અનેકવાર તે વખતના રાજયોને ઉચ પ્રકારના લડવઇયા તરીકે તેઓ ઘણાજ ઉપયોગી થઈ પડયા હતા વીદ્યા, અભયાસ તેમજ ભાષાઓ શીખવામા પણ તેઓ ઘણા ચપળ અસલથીજ હોવાથી માત્ર ટુક અરસામા તેઓએ હીદી ભાષા કે આગળ વધીને ખુદ હીંદી શાસ્ત્રીય સસકૃત ભાષાનો પણ અભયાસ કર્યો હતો, અને આજ સુધીમાં આ દેશના સારા વીદ્યાભયાસીઓ કે ગોયા વીદયાધીકારી થવાનુ માન પણ પારસીઓ મેળવી ચુકયા છે, એ જાણીતી વાત છે

## નવો યુગ.

તરેહવાર વીઘ્નોમાથી પસાર થઇ અને અસખય સકટો સહન કરી, આ ઉઝરતી કોમ એક મહાન હીદી ઉત્તેજક વાહના અમલમા આવી પુગી. દીલ્લીશ્વર મહાન અકબર જે સારા નરસાને પારખી કાઢનારો તેમજ સખયાબધ પથ્થરોમાથી ઝવેરને વીણી લેવાની બુધ્ધી ધરાવતો હતો, તેના શાત અને ધારમીક રાજ અમલમા પારસી કોમનો સુર્યોદય થયો, અને નવસારી તેમજ સલતનતના બીજા ભાગોમાથી હોશીયાર અને કાબેલ જરથોસતીઓને બોલાવી તેણે અગ્રપદ આપયા હતા. આ વખતથી પારસીઓએ આગળ આવવા માડયુ, અને મોગલ

રાજ્યની ચાર સદીઓના અધિકારમા તે વખતે પણ ઘણાખરા કાર્યો અને સાહસોમા "પાયોન્યરો" પારસીઓજ હતા. પારસી દસ્તુર, પારસી તબીબ, પારસી ઘડીઆળી, પારસી દેશાઈ, પારસી મુખત્યાર, પારસી દાવર, પારસી મોદી, પારસી કોટવાલ, પારસી ખજાનચી, અને પારસી વેપારી તરીકે તેમજ બીજા અનેક નાના મોટા હુનર, ઉદયોગ, ધધા અને અમલદારીમા પારસીઓ પ્રવેશ કરી ચુકયા હતા, તથા મોગલાઇ માન અકરામ કે જાગીરી ઇનામો પામયા હતા, એટલે હવે આ સદીથી પારસી કોમે પરકોમો ઉપર પોતાના ઉપકારોનો અલગાર શરૂ કરયો

## હીંદનો ઇતીહાસ જુઓ.

જે કેટલાક પરકોમી સાહેબો હાલમા પારસી કોમના નામથી પણ કોઇક વખતે મુગાઇ ઉઠે છે, અને પારસીઓ જાણે કાંઈ ગણત્રીમાજ નહી હોય તેવી કાઇકિ હુંફ લઇને ફરે છે, તેઓએ ખુદ હીદના ઇતીહાસ ઉપર નજર કરવાની જરૂર છે તે કયો ઇતીહાસ ? જે ઇતીહાસ સ્કુલમા આપણને શીખવવામા આવે છે તે નહી, જે ઇતીહાસોના મોટા વોલ્યમો પુસતકશાળાઓની કબાટમા સબડે છે તે નહિ, પરતુ ગુજરાતના કે હીદના બીજા શેહેરોમા જયા પારસી વસ્તી આગળ થઇ હતી, તયા અને જયા જયા હાલમા છે તયાના છુટા છુટા મકાનો, ધરમખાતાઓ, ધરમસ્થળો, વારતાઓ, દતકથાઓ વગેરેની છુટી છુટી હકીકતો તેમજ તેના ખરા ઇતેખાબો જણાવાની જરૂર છે ગુજરાતના જુદા જુદા શહેરોની હાલની અને અગાઉની ઇમારતો અને સ્થળો આગલા પારસીઓની હીદમા શુ જાહોજલાલી હતી, તેમજ આ નાનકડી કોમે આ મોટા પ્રદેશના એક કીનારા ઉપર શા શા ઉપકાર તેના પ્રજા ઉપર કરયા છે, તેનુ ધયાન પુગાડવા જોગ શીક્ષણ પુરૂ પાડે છે.

# પરકોમો સાથની ભાઈબંધી.

હાલમા ભાઈબધ કોમો સાથનો આપણો સબધ અને મીત્રાચારી ઘણીજ ગાઢી અને એક સપીભરી કરવાની જરૂર છે આપણે માટે તેઓમા પેશી ગયલો જરાક પણ કચવાટ કે કડવાસ આપણે કાઢી નાખવાની કોશેશ કરવી જોઇએ, અને તેઓ સાથે જેમ બને તેમ ગાઢી મીત્રાચારીથી આ દેશનાં લાભના કામમા આપણે ઉત્સાહપુરવક જોડાવુ જોઇએ એ સલાહ આપણને દરેક ડાહયા આસામીઓ તરફથી મળતી રહી છે, અને તે બરહક છે કેટલાક ડહાપણવાલા સાહેબોના એક સપી વધારનારા આવા પ્રયતનો ઘણાજ વખાણવા જોગ છે, છતા પણ મારી ઇચ્છા એવી છે, કે પારસી કોમ તરફ કાઇક કડવાસની નજરથી તેઓને જોવાના કારણો, મારી જાણ મુજબ જાહેરમા મુકવા. પણ તે કરવા અગાઉ મારે ખાતરી આપવાની જરૂરજ છે કે, અસલી ટાઇપના અસલી પરકોમી રાજ દવારીઓના સમજદાર વશજો તો આપણી તરફ તેજ માન, ચાહ અને પ્રીતીની નજરથીજ જુએ છે. પરતુ પેલા કેટલાક આજકાલના દુકભ ડોલીયા જેઓ કહેવાતા રાજદવારીમા ખપવાનો ફાંકો રાખે છે તેઓજ થોડાકો આપણી તરફ આ વલણો ધરાવે છે તે સીવાય આપણી વહાલી ભાઇબધ કોમોનો એવો પણ મજબુત સમજદાર વર્ગ છે કે, જેઓ પારસી કોમે આ દેશની આબાદીમા કેવો ફાલો ભુતકાળમા આપયોછે, અને હજી વર્તમાનમા પણ આપી જાય છે તેની ખરી ગણુના કરે છે ભાઇબધ કોમના એવા સખ્યાબધ જાણીતા આસામીઓ છે કે જેઓ ખાસ માન્યતા ધરાવે છે કે પારસી કોમએ આ મુલાકાનીજ નકી, પણ આ દેશની સુદર, હુશીઆર, સાહાસીક અને પરમારથી પ્રજાઓમાની એક આગેવાન પ્રજા છે, અને તેણે આ દેશ ઉપર જે ઉપકારો કર્યાં છે તે અનુપમ છે

## આગલા જમાનાના જગન્નાથ શંકર શેઠ,
## અને આ જમાનાના જગન્નાથ મકરર શેઠ.

એક જમાનો એવો હતો કે જામા પીછોડી પાઘડી અને જોડા સાથના પારસી, હીંદુ અને મુસલમાન શેઠીઆઓ એક બીજા સાથે પ્રીતીથી જોડાયેલા રહેતા હતા નાના શંકર શેઠ, જમશેદજી જીજીભાઈ, ફ્રામજી કાવસજી કે ઇબ્રાહીમ નાખોદા વગેરે વગેરે મુંબઈના આગેવાનો એક બીજાની બાજુએ અને પડખે સાથે રહીને શહેરની સેવા કરતા હતા ગરીબોનો બેલી, શ્રીમંતો શહેરી, ધધા સાહાસના ઉત્તેજક તેમજ સખાવતના સાથીઓ તરીકે તેઓ સામટા કાર્યો કરતા હતા સરકારમા, પ્રજામા અને દેશના આખી સનતનતમા તેઓ પુજાતા હતા, અને મોટા માણસમા ખપતા હતા, તેઓની મોટાઈ સાથ તેઆના સદગુણો પણ તેવાજ હતા, અને તે દીપી નીકળવાના મુળ કારણો એજ હતા કે, તેઓ જુદી જુદી કોમો અને ધરમોના હોવા છતા તદન એકત્રરીતે રહયા હતા શેઠો દાદાભાઇ નવરોજી, ફીરોજશાહ મહેતા, વહાડયા, પીટીટ, ગોખલે, રહીમતુલ્લા, બેનરજી વગેરે વગેરે હીંદુ અને મુસલીમ રાજદવારીઓ પણ એટલા ખુલ્લાં દીલથી પોતાની સત્ય સેવા કરતા હતા કે, તેમા કોમી ભેદના સવાલ જરાક પણ વચમા આવતા હતા નહી, અને આ રીતે તેઓએ કામ કરેલુ હોવાથીજ હીંદનુ રાજદવારી પ્રકરણ એક સચળ મીસાલ અને આબરૂદાર હાલતે તેઓ લાવવા પામયા હતા રાનાડે, તેલંગ, બદરૂદીન, તઈબજી, મહેતા, બંગાલી, પારખ વગેરે સાહેબો દેશ અને શહેર માટે જે કરતવ્યો કરતા હતા, તેમા કોમી ભેદનો સવાલ વચે લાવતા હતાજ નહી પણ હાલના થોડાક નવા રાજદવારીઓ જેઓ રાજદવારી બાબદનો કકો પણ સમજતા નથી, તેઓ કેટલેક દરજે પારસી કોમ માટે ભલતો ખયાલ બાધી, ઉજજતી બની, તેને માટે જે ગમે તે

ફેકો ફેલાવી, તેના સરવે ઉપકારો ભુલી જઈ તેની વરતમાન હાલતનો અભ્યાસ કર્યાવીના કોમી ભેદ રાખી કાઇકિ કડવાશ અને કચવાટ ફેલાવે છે, જે નાપસદ કરવા જોગ છે

## હિંદમાં પારસી અગત્યતા.

આ મોટા, વીશાળ અને ફળદરૂપ દેશની એક અગત્યની પ્રજા તરીકે પારસી કોમે પોતાની અગતયતા પુરવાર કરી છે આ દેશની માત્ર સાડી બારસો વરસની તેની હાજરી દરમ્યાન આ કોમે પોતાને આગેવાન સફમા મૂકી દીધી છે, અને તેમ કરતા તેને કાઈ થોડાક ભોગો આપવા પડયા નથી આપણી ભાઇબિધ કોમોના સમજુ આસામીઓ તે બરોબર સમજી શકે છે, માત્ર થોડાક આજકાલના પોતાને કહેવાતા તોફા રાજદ્વારીઓમા ખપાવનારાઓજ પારસી કોમ તરફ કાઇકિ ઠપકાની નજરથી જુએ છે, બાકી આખો દેશ તો શુ પણ આ દેશમા જે પરદેશી પગોણાઓ જેવા કે ઇરાની, આરબ, આરમીનીઅન, અમેરીકન, જરમન, ફ્રેંચ, ઓસ્ત્રેલીયન, વગેરે વગેરે પ્રજાઓના પ્રતીનીધીઓ આવે છે, તેઓ પણ દેશના ખુણેખુણામા ફરી મોટે ભાગે એકજ વાહવાહની સરો કરતા જાય છે કે, આ દેશની સર્વે પ્રજામા તેઓને તો પારસીઓજ આગળ પડતો ભાગ લેનારા દેખાયા હતા ખુદ થોડાક દીવસોની વાત ઉપર પણ આ શહેરમા પધારેલા અમેરીકન ટુરીસટોએ કે બીજાઓએ એમજ જાહેર કરયુ હતુ કે, આ મુબઈ જેવા મોટા શહેરમા જે અમને વધુ અગતયની, વધુ સુદર, વધુ જુસ્સાવાલી પ્રજા જણાઈ તે પારસી પ્રજા હતી

## ભાઇસાહેબો-છછણી ના પડો.

આપણી ભાઇબધ કોમોમાથી અનેક સમજુઓ અને આપણી પારસો કોમની કીરતી અને વખાણ ગાવાવાળા નીકળે એમ છે, છતા પણ પેલા આજકાલના થોડાક કહેવાતા રાજદવારીઓ તેમજ પારસી કોમને નામે છછણી પડનારાઓને દેશના જુદા જુદા ભાગની

આબાદીમા ફેરવવાની હુ આરજુ રાખુ છુ પ્રથમમા આ મોટા મેબલખ મુબઇ શેહેરની આબાદી કોણુને ખાસ આભારી છે તે ઉપર એક ઉડતી નજર દોડાવવાની જરૂર છે લગભગ બાર લાખની ભીનભીન મજા અને અનેક ધરમના લોકોની વચે પુરા ચાલીસ હજાર પણુ નહી એટલા પારસીઓથી આ શેહરની દીપક કેવી લાગે છે તે ઉપર લગાર ગોહર કરવાની જરૂર છે.

## મુંબઇ અને પારસીઓ.

ઇસ્વીસનની સોળમી સદી પછી જયારે આ માછીમારનો ટાપુ ઇગ્રજોના હાથમા આવયો, તયારે તેઓને કે કોઇને સ્વપને પણુ નહી હતુ કે આ મોટો ટાપુ જેનો ઉપયોગ એક પુર્વના જબરદસ્ત શેહેરમા ફેરવાઈ જશે વરસો સુધી આ ટાપુ તેજ હાલતમા ઇગ્રેજોના હાથમા પણુ રહયો હતો, જયારે નવસારી અને સુરતના કસબાઓમાંથી કેટલાક પારસીઓએ આવીને મુબઇના કોટમા પોતાનો વાસો કરયો ગાયના જબરા મોઢા જેવા પાઘડા અને પહોળા સુરવાળ સાથે લાબી ડગલીવાલા કેટલાક તે વેળાના પારસીઓએ કોટની પાણીની ચરોની ઉપરની કીલ્લેબ દીની દીવાલના ભાગો ઉપર પોતાની બેઠકો કરી મજકુર જગા ઉપર જયારે આ "પારસી પીલગ્રીમસ ફાધરો" એ બેઠક કરી ત્યા પોતાની હવાખાવાની, આસપાસના દેખાવો નીહાળવાની, અને ગપાસપા સાથે પાના ચોપટ રમાવાની તેમજ એક બીજા સાથે સુખદુખની વાતો કરી દીલ બેહલાવવાની શરૂઆત જયારે આ કીલ્લાની દીવાલ ઉપર કરી, ત્યારે તેઓને પોતાને પણુ ખયાલ ન હતો કે ભવીશયના "મુબઈ બનાવનારાઓ" તરીકે તેઓનો મોટો ફાળો રહેશે આ માત્ર મુબઇનીજ મગરૂરીમા તેઓનુ નામ નોધાયલુ છે, એટલુજ નહી પણુ, ભારતના પશ્ચીમ કીનારા ઉપરના ગુજરાતના મોટા શેહેરો કે ગામડાઓમા પણુ પારસી નામ, પારસી કામ, અને પારસી સ્થાનની બલીહારી જોવામા

આવે છે પારસી કોમ હિંદનુ ગૌરવ છે. જાણીતા કેટલાક ઇગ્રેજ રાજદ્વારીઓ, હાકેમો, વાઇસરોયો કે નાના મોટા અમલદારોએજ પારસી કોમ આ દેશનુ ગૌરવ છે એમ કહયુ છે એટલુ જ નહી પણ, આ દેશના અનેક નાના મોટા રાજકરતાઓએ પણ તેઓના "સ્ટેટો" ની ખીલવણીમા પારસી કોમના મોટા હીસ્સાની જાબજા તારીફ કરી છે

## હિંદનો દત્તક દીકરો,—વફાદાર પારસી.

આવીરીતે હીદને પોતાની દત્તક માતા કરી બેઠેલા તેના પારસી દીકરાઓએ પોતાની માતાની એટલી સેવા કરી છે, અને પોતાને એટલી વફાદાર નીમકહલાલ પ્રજા પુરવાર કરી છે, કે જેવી રીતે વફાદારી દુનયામા કોઈ પણ ભાગમા ગયલી પારકી પ્રજાઓએ બતાવેલી આખી સૃષટીના ઇતીહાસમા પણ માલમ પડતી નથી દેશની આવી મોટાઈ પારસીઓએ કાઇ પોતાનેજ માટે મોટા મકાનો કે બહોળા દેખાવો કરવામાજ મતાની નથી પણ, પોતાના ભાઇબિધ કોમોના લાભ અર્થે લાખો અને કરોડો રૂપીઆની સસ્થાઓ ઉભી કરી તેઓનુ કલ્યાણ કરીનેજ મોટી મોટાઈ મેળવી છે, છતા, પારસી કોમ તરફ કડવાસથી જોનારા પેલા કેટલાક કહેવાના ફીલસુફો તો એકુ કોડી કે પાઈની પણ આરજુ આ પારસી કોમે રાખી નથી પોતાને ભારતમા ઉતારો આપયો એટની માત્ર વફાદારી કબુલ રાખી પારસી કોમે તેના જવાબ અચુક અને ચક્રવૃધી બ્યાજ સાથ આપયો છે, ત્યારે પરકોમની એક પાઇ પણ પોતાને માટે તેણે નહી સ્વીકારી હજી પણ તેણે તેઓ ઉપર ઉપકારો ચાલુ રાખયા છે, જેના બદલામા તો આ ભાઇબધો પારસી કોમ માટે જેટલુ કરે તેટલુ થોડુ છે, છતા પણ દીલગીરીભરયુ તો એ છે કે કેટલાકો હજી પારસી કોમની તારી મારી કરવામા અને શાત પ્રકૃતીની કોમ માટે વસવસો પેદા કરવામા મોજ માને છે, પણ તેઓને હુ સાબુત જવાબ આપવાને

નાધયાર છુ કે, તેઓનું શરીર જે પગો ઉપર ઉભુ છે, તે પગો કે પાયા પોતે પારસી કોમના છે. તેઓની કેળવણી, ચળવળ, ચરચા બધુ પારસી કોમનેજ આભારી છે, જેના આભારમા આજે તેઓએ આ નાની કોમની ભારે પ્રસશા કરી લાયકાત પુરવાર કરવાની છે, અને તેમ કરવા સીવાય છુટકો પણ નથી

## કેળવણીના પાયોનીયર કોણ?

આ દેશમા જયારથી ઇગ્રેજ રાજયની શરૂઆત થઈ તયારથી ચોકસ જાતની યુનીવરસીટી કેળવણીની પણ શરૂઆત થઇ છે પશ્ચિમના કેળવણીના કેટલાક ધોરણો આ મહાભારતમા દાખલ કરવામા આવયા, અને તેના પરીણામમા જેઓ આગલી હરોલમા આવયા તેઓ પારસીઓજ હતા ખુદ આ મુબઇ ઇલાકામા પહેલા એમ એ કે બી એ પણ પારસી હતા, તેમજ વીશ્વ વીદયાલયની બીજી અનેક પરીક્ષાઓમા પહેલા પારસાઓજ હતા આટલુજ નહી પણ પ્રથમ તબીબ, પ્રથમ કાયદાશાસ્ત્રી તેમજ બીજા હુન્નરની પરીક્ષાઓમા પણ તેઓજ આગળ હતા આ ઉપરાત આ કેળવણીનો પાયો તો આખા હીદ દેશમા પહેલવહેલો પારસીઓએજ નાખ્યો, અને આવા પારસી કેળવાયલાઓની પુઠેજ બીજાઓએ દોડી તેઓ આજની હાલતે આવી પહોચયા છે આ મોટા દેશમા આજે પણ જે ચળવળ ચાલી રહી છે, તેનુ મુળ કેળવણી છે, અને તે કેળવણીના પીતા માત્ર પારસીઓજ છે આજે પણ પારસી કારોબાર તળેના કેળવણી ખાતાઓ વખાણવાજોગ ખુદ આપણા ભાઈબધો તરફથી પણ ગણવામા આવે છે, અને આ ઇલાકાના હજારો છોકરાઓ પારસી શીક્ષકો કે શીક્ષકાઓથી કેળવાયલા છે પરદેશથી આવેલી પારસી પ્રજા અવલથી આ દેશની પ્રજાના દરેક હીતના સવાલોમા ઉસતાદ ગણાય છે, અને તેજ પારસી ઉસતાદોના હાથ તળે તાલીમો પામેલા અનેક રાજદવારી કે પ્રજાકીય ઇસમો હાલમા પણ દેશની સેવા બજાવે છે પારસીઓ જયા ગયાછે ત્યા આબાદીજ કરી છે, કયાએ પણ તેઓએ બરબાદી કરી હોય એવો એકે દાખલો મળતો નથી.

## કેળવણીખાતાંઓની પેહલ પણ અમારીજ છે.

આટલુજ નહી પણ આ મોટા દેશમા કેળવણીખાતા સથાપવામા પણ અમારો પારસીઓનોજ મોટો હીસ્સો છે અલબતા આપણે ચુસ્ત ભાઇબિધો છીએ, અને હીદના ભલા અર્થે એક બીજા સાથે ચુસ્ત મીત્રતાથીજ વરતન કરવાની જરૂર છે, છતા પણ જયારે કેટલાકો તરફથી પારસી કોમ માટે જે ગમે તે ગપપા ઉરાડવામા આવે, તેમજ કોમને દેશની નજરમાં હલકા ચીતારવાની કોશેશ થાય, તો એક સાચા પારસી અને ચુસ્ત જરથોસતી તરીકે તેનો જવાબ આપવાની હુ મારી ફરજ સમજુ છુ આટલુ લખી મારે જણાવવુ જોઇએ કે કોમ વીરૂધ ચોકસ ફેંફે કરનારાઓ જેઓ હાલમા ફુટી નીકળયા છે, તેઓનો મોટો ભાગ પારસીઓનાજ આભારમા ડુબેલો છે મુબઈ ઇલાકાના ઘણાખરા જાણીતા આસામીઓ મુબઇ યુનીવરસીટીમાજ કેળવાયલા છે, જે કેળવણીની બરકતથીજ કેટલેક દરજજે તેઓ આજના "મોટાબાવા" થઈ પડયા છે તેઓ પણ થોડે કે ઘણે દરજજે પારસી કોમનેજ આભારી છે મુબઈ યુનીવરસીટીં લગભગ એક પારસી મતા છે, અને તેના બધારણમા મોટે ભાગે પારસી પઇસો વપરાયલો છે તે ઉપરાત મુબઇની કે દેશાવરની જેટલી મોટી કોલેજો છે કે જયાથી દેશના ભવીશયના હજારો હીતેચ્છુઓ બહાર પડયા જાય છે, તે કોલેજોમા પણ પારસી સખાવતનો જમણો હાથ પડેલો છે એ તો નીશ્ચય છે

## પારસીઓથીજ સખાવત છે.

આ ઉપરાંત મુબઈ, સુરત, નવસારી, ભરૂચ, અમદાવાદ, કરાચી, વગેરે વગેરે સ્થળોએ જેટલા કેળવણી ખાતાઓ, ઇસપીટાલો, દવાખાનાઓ, તેમજ બીજા પ્રજાકીય, ધારમીક કે સખાવતી નાના મોટા ખાતાઓ છે, તેમાના મોટે ભાગે અને કેટલેક ઠેકાણે તો સરવે પારસીઓનાજ છે પારસી કોમના લાખો રૂપયાનો લાહવો આપણી ભાઇબિધ કોમો વરસો થયા ચાખતી આવી છે, અને તે ઉપરાત અનેક પાંજરા-

ફોળો, દૂકાળ ફંડો, ગઉરક્ષક ફંડો, વગેરે વગેરે સરીયામ પરકોમી ફંડો, પણ કેટલાક પારસી પઇસે બળકે પારસી મેહનતેજ આગળ વધયાં છે, અને સર્વથી વધુતો એ અગત્યભરયુ છે કે કોઇપણ હીંદી કયાએબી કાઈપણ દુખમા હશે તો તેની વાહારે એક પારસી પહેલોજ જશે હીંદુસતાનમા હજારો લક્ષાપતીઓ, રાજા, મહારાજાઓ વગેરે વગેરે મોટી સખયામા છે, છતા નાત જાતનો તફાવત રાખયાવીના જો કોઇપણ મદદે દસ્તમા વેહેલો કુફો ગારતો હોય તો તે પારસીજ છે, છતા પણ તે સર્વે આભારો ભુલી જઇ આ સાહાસીક અને ઉપકારી કોમને માટે જે ગમે તે પ્રમાણે કડવાશ બતાવવો એનાથી વધુ ગેરવર્તણુક બીજી કોઇપણ હોઈ શકે નહી

## મુંબઈ શહેરમાંજ શું ભાગ આપયા છે ?

વળી બીજી વીગતો હાલમા બાજુએ મુકીને ખુદ આ મોટા શહેરની ખુબસુરતીમા અને તેની પ્રજામા પરગજુપણા મધે પારસીઓએ શુ કરયુ છે, તે તેની એક ટુક નોધ રજુ કરવી વાસ્તવીક થઈ પડશે એપોલો બદરની હીદના દરવાજાની શરૂઆતમા બાદશાહી તાજમહાલ હોટલ પછી પારસી પરમાર્થની પહેલ સર કાવસજી જહાગીર સાયનસ ઇનસટીટયુટથીજ શરૂ થાય છે જયાથી એલફી-સટન કોલેજ, યુનીવર સીટી હોલ, મેડીકલ યુનયન, પીટીટ ફ્રેચ સોસાયટી, પીટીટ ઇનસટીટયુટ, જે જે પી બી ઇનિસટીટયુટ, ઓલબલેસ, કામા હોસપીટલો, ઝેવીઅર કોલેજ-કોલેજ હોસ્ટલ, ઝેવીયર સ્કુલ, પીટીટ જીમનેશીઅમ, ફરામજી કાવસજી ઇનસટીટયુટ, ટયુબરકયુલોસીસ લીગ, બાટલીવાળા ધરમશાળા, મોટી બાટલીવાળા ઇસ્પીતાલ, પીટીટ ઇસ્પીતાલ, ગ્રાડ મેડીકલ કોલેજ, પાંજરાપોળ, સાકરબાઈ હોસપીતાલ, નેશનલ આખની હોસપીતાલ, સર કા જ. આખની હોસપીતાલ, વેટરનરી કોલેજ, કે સ્કુલો, વગેરે વગેરે કરતાં મુંબઇના નાકે લેડી આવાબાઈ બ્રીજ સુધી જતા આપણે શું

નીહાળશું ? બસ એજ કે જાણે આખુ મુબઇગીયા પારસી કોમ ઉપરજ મદાર બાંધી બેઠું છે માત્ર એકજ દીવસ જો આ સર્વે પારસી ખાતાઓ જે પરકોમોના લાભ માટેજ ખુલ્લા છે (પોતાની કોમના તો જુદા) તે એકજ દીવસ બંધ કરો, અને જુઓ કે મુબઇની પ્રજાની શુ દુર્દશા થાય છે ? આ ઉપરાત દેશના અનેક મોટા શહેરમા કે લડન, એડીનબરો, હોંગકોંગ કે ચીન અને ઇરાન, તુર્કસ્તાન જેવા દેશોમાં પણ પારસી ઉપકાર બીજાઓ ઉપર થયા છે, કે જેવા કાર્યો ભાઇબધ કોમોએ ઘણાજ નાના તો શુ પણ તદન નજીવા પ્રમાણમા પણ કર્યા નથી, એમ કહેતા બેઅદબીની માફી ચાહુ છુ

## અમે બીજું શું કર્યું છે?

આટલુજ નહી ભાઇ સાહેબો-માફ કરજો મને કે મારે તમને આજે વધુ કહેવુ છે કેટલીક વધુ બાબદોમા અમોએ આ પારકા દેશમા પણ અવધી કરી છે તમારા દેશનુ આજે જે કલ્યાણ થાય છે તે, અમારાજ દાદાભાઈ, ફીરોજશાહ વગેરેની શરૂઆતથીજ આજે દેશમા જે પોકારો રજુ થાય છે તે અમોએજ પહેલા અમારા જાહેર છાપાઓ કે જેવા સ્વભાષાના છાપાઓની તો હજી પણ પારસી મોનોપોલીજ છે, તે છાપાઓએ કરી હતી આ દેશના હુનર ઉદયોગ, શેરબજાર, શરાફી, બેકીગ, વીમાની પહેલ, સહકારી ધોરણો, નાટકો, ફેશનો, જુદા જુદા ખાતાઓ વગેરે વગેરે જે માટે હુ આવતા પ્રકરણોમા વધુ વીગતવાર લખીશ, તેની શરૂઆત અમોએજ કરી છે, અને હજી પણ અમો આ દીદને વધુ ઉપયોગી થવાની આસ્થા રાખીએ છીએ તેટલા અમો તરફ કડવાશ નહી બતાવવાને હું આગ્રહ કરૂ છુ.

## પરકોમી ફંડોમાં પરોપકાર.

આ રીતે આ વીશાળ દેશના અનેક સખાવતી તેમજ પ્રજ ઉપયોગી ખાતાઓની સ્થાપના પારસી કોમનેજ આભારી છે, અને મે ભાગે પારસી સખાવતથીજ તેઓમાના અનેકના નીભાવ થાય છે,

હવે પછીના શરૂ થતા ઇતેખાબ ઉપરથી જોઇ શકાશે, એટલુજ નહી, પણ, કોઇ પણ જાતની પ્રજા સેવા કે હીદી ઉપયોગી ધર્માદા ફંડ કે ખાનગી ફંડમા એક અથવા બીજી રીતે પારસી મદદ મોટે ભાગે આવવાવીના રહેતીજ નથી લડાઇનું ફંડ કે દુશકાળ ફંડ, અનાથ આશ્રમ કે સંકટમા ફસેલા હીદીઓ માટે પઇસા ભરવામા પારસીઓએ કાઈ પણ બાકી રાખ્યુ નથી ચાહોતો મુબઈનુ ફંડ હોય, ચાહો કાઠીઆવાડી, બગાલી, મધરાસ કે કાશ્મીરી ફંડ હોય તોપણ પારસી કોમનો નોધવા લાયક ફાળો તો તેમા પડવાનો અને જરૂરજ પડવાનો ટરકી ઇટાલીની લડાઈ વખતે કે છેલ્લી લડાઇમા કે કોઇ પણ પરાઈ સરકારના હસ્તકની રઇયતના સંકટમા પણ પારસી કોમની મદદ જવાની ને ફર જવાની.

## ખરે સખાવતી શહેરી એક પારસીજ છે.

કોઇબી મેળો કે મેળાવડો, ધારમીક કોનસર્ટ કે નાટક યાતો કોઇને પણ સુખી કરવાના ફંડમા પારસી કોમ પોતાનો હીસ્સો આપીને, પોતાના સખાવતી દીલગુરદાનો ભાસ આપે છે ઇરાનમા દવાખાના, ઇંગ્લાડમા ઇનડીયન ઇનિસ્ટીટયુશનો, ચીનનુ સીમેનસ ઇનસ્ટીટયુટ, મીરજની ઇસપીતાલ, ધરમપોરનુ સેનેટોરીઅમ, પંચગનીની ઇસપીતાલ, વગેરે વગેરે કોમ પરકોમ, દેશ પરદેશ, પ્રજા પર પ્રજા કાઈ પણ જોયા વગર માત્ર માણુસાઇપિણાના ખ્યાલથીજ જો કોઈ પણ પ્રજા આ દુનયામા પરોપકાર કે પરમાર્થ કરતી હશે તો, તે એકલી પારસી કોમજ છે. અલબતા કોઈ સવાલ પુછશે કે આવા પરમાર્થ તો પશ્ચિમના મુલકોમાથી આવતા મીશનરીઓ કે મુકતી ફોજવાળાઓ પણ થોડે કે ઘણે દરજજે કરે છે, પણ મને કહેવા દેશો કે તેમા પણ તેઓની મતલબ હોય છે, અને તે એ કે બીજા ધરમો પાળતી પ્રજાને ખ્રીસ્તી બનાવવી પણ અત્રે તો એકજ કોમ આ સૃષટીના ખુણામા પડેલી છે જે પોતાના મનમાં કોઈ પણ જાતની આશા અથવા નેમ રાખયા વીના માત્ર ખુદાએ ખલકતે આપેલા સખાવતી જીગરથી અહુરમજદ તરફની ફરજ ધારી ને તે સારવજનીક

સખાવત કરી જાય છે જરાક જરાકમા ચીચવાઈ પડતા અને કોમને નામે અમીતરી ધરાવતા કેટલાએક ફુટી નીકળેલા સાહેબોને હુ પુછવાની રજા લઉં છું કે, આવી રીતે સારવજનીકપણુ રાખીને તમો તેત્રીસ કરોડની આ દેશની પ્રજાએ શુ કરી બતાવયુ છે? પારસી કોમે પોતાની વસ્તી અને દોલતના પ્રમાણુમાં પારકાઓને માટે જે કર્યું છે, તેનો સોમો ભાગ પણ ભાઇબધ કોમો કરી શકી નથી, અને તે છતા કોઇ પણ દેશહીતકારી કાર્યમા કદાચ પારસી કોમ એક મત નહી થઇ હોય તો તેથી તેની તરફ નગુણાપણુ બતાવવુ એ ખરેજ અફસોસકારક છે

## તમારૂં "હોમરૂલ" કોણે શરૂ કરયું?

અરે, પણ દુર કયા જાઓ છો! થોડાક વરસની વાત ઉપર આ દેશમા "હોમરૂલ" કે સવરાજયના શબ્દોનો પવન ઘણોજ જોરમા ફુકી રહયો હતો, અને તેને લીધે અત્રે મુબઇમા પણ એક હોમરૂલ લીગ સથાપાઇ હતી આ લીગ તો સથાપાઈ પણ, ત્યા દોઢીઆની કાઇક મારામાર હતી કોઇ પઇસા ભરે નહી, અને ભાઈબધ કોમોમાથી પણ કાઇ નહી જેવુ બી એકઠુ થયુ નહી આ મડળમા પણ થોડેક દીવસે દાદર અહુરમઝદની પ્રજા દાખલ થઇ હુ અત્રે ખાસ દાદાર અહુરમઝદની પ્રજા તરીકે પારસી કોમની ઓળખ આપુ છુ, અને તેનુ કારણુ એજ કે પારસી ધરમશાસ્ત્રોમા પાક દાદાર અહુરમજદે પોતાના ફરમાનો પોતાના પયગમબર જરથુસ્ત્ર મારફતે જાહેર કરયા છે, જેમા સખાવત અને વફાદારી કે અશોઇ મુખય છે તેજ ફરમાનો પ્રમાણે ઘણે દરજજે બરાબર ચાલનારી આ જરથોસતી પ્રેજા છે અહુરમજદના શબ્દોનો તેણે અભયાસ ઓછો કર્યો છે, છતા પણ અહુરમજદની તરીકટ કે ફરમાનો તો તેણે સપુર્ણ અદા કરયા છે, એ મગરૂરી ભરયુ છે આ પારસી પ્રેજા કેવી છે તે મહાન દસતુરાનદસતુર નેરીઓસગ ધવલે બરહક સમજણુ જાડીરાણા નામના રાજાને આપી

હતી, અને તેજ પ્રમાણે વરતન કરીને હીદમાં આ પારકી પારસી પ્રજાએ પોતાની નામના, ખાસીએત ધરમ, લોહી, શુદ અને તોખમ સીદ્ધ કરી છે; અને કરયા જાય છે

## પછી શું થયુ'?

તયારે આ "હોમરૂલલીગ" પઇસાવીના તવળવા લાગી, તયારે પારસી પ્રજાના ચોકકસ ઇસિમોએ ધાર્યું કે સ્વરાજનો પ્રથમ સબક આપણા એક મહાન જરથોસતી દાદાભાઈ નવરોજી તરફથીજ નીકલ્યો હતો, અને તે એક દેશની ભવીષયની ખરી આશા છે, એટલે તેની સહાએ જવુ જરૂરી છે પછી ધારોની સાહેબ કે શુ થયુ ? માત્ર પા દજન જરથોસતીઓ બસતે કુસ્તીઆનો આ સવરાજ મડળીમા સભાસદો થયા, અને તેટલામાજ આ "હોમરૂલલીગ" ના ફડનો આકડો લગભગ રૂપયા સવા લાખ ઉપર ચઢી ગયો માત્ર બેજ જરથોસતીઓ, હા, માત્ર બેજ જણાઓએ આ ફડને રૂપીયા સવા લાખ પર લાવી મુકયુ

## પેશાવરથી કોમોરીન સુધી ફુટયાં નહી ભરાયાં.

આ સ્વરાજય ફડની અપીલો ઉપર અપીલો બહાર પડતા પણ ઉત્તરે પેશાવરથી દક્ષીણે કેપ કેમોરીન સુધી કાઇ નજીવી રકમ પણ જયારે આપણા ભાઇબધો ભરવાને શકતીવાન નહી થયા, તયારે માત્ર બે જરથોસતીઓએ તેને મોટાઇની ટોચે ચઢાવ્યુ, અને માત્ર રૂપીયાજ ભરીને નહી બેસી રહેતા તેમા કાર્ય કરવાની પણ મદદ આપવા લાગયા, અને માત્ર થોડાક માસમા ત્યા અનેક પારસી પાઘડી ફેંટા જણાવા લાગયા, અને તે સાથે તયા પઇસા ભરાવા ઉપરાત આ સ્વરાજ સઘની કાંઇક "જે" પોકરાવા લાગી

## ધન્ય, ધન્ય, જરથોસતી, ધન્ય તુંજને?

સવા લાખ રૂપીયાની શરૂઆતની મુડીથી આ મંડળ આગળ ચાલ્યુ, અને તયારેજ કેટલાક પરકોમી બહુ બોલાઓએ જાણ્યું કે પારસી સ્પીરીટ અને પારસી ઉદારપણું ઘણા સંગીત પાયા ઉપર રચાયલુ છે જે વખતે આ મંડળોની કેટલીક સભાઓ મારવાડી વીદ્યાલ્ય, મોરારજી ગોકળદાસ મારકેટ અને ચીનાબાગમા મળતી હતી, ત્યારે મોટા મોટા ભાશણો અપાતા હતા, જેમા સોનેરી પાઘડીવાળા અનેક પરકોમી સદગ્રહસથો બીરાજતા હતા, પણ જયારે ફંડ ઉઘરાવવાની વાત આવતી હતી, તયારે પેલા લક્ષાપતીઓ ઇલ્લા બીલ્લા બતાવી છટકી જતા હતા, જયારે આ પારસીઓ, હા માત્ર એજ સાહેબોએ આ મંડળ જે સુઇ જતુ હતુ તેને ટેકો આપીને સજીવન રાખયુ, તે શુ કાંઈ થોડા ઉપકારની બાબદ છે કે? ઓશોની હીદીઓ?

## ગાંધીજીના રૂપીઆમાં મોટો શળો કોણનો?

ઓ, પારસી કોમ માટે કાંઈક કચવાટ અને કડવાસથી પોતાનુ મો મચકાવતા કેટલાક સાહેબો, જરાક અહી સાભળો પેલા બત્રીસ કરોડની પ્રજાના પુજાતા માહાતમા ગાંધીજીએ જયારે એક કરોડ રૂપયાની માગણી કરી ત્યારે, આખા બત્રીસ કરોડની પ્રજામાથી એક કરોડ ને થોડાક વધુ રૂપયા તેઓને મળી શકયા, જયારે ધઉંમા કાકરા જેટલી માત્ર છણુ હજારની પારસી કોમ ગાંધીજીની માગણીનો લગભગ દશમો ભાગ હીદના આ દેશ નાયકને અરપણ કર્યો હતો, જે માટે ખુદ તમારા આ માહાતમાએ પણ પારસી ખવાશ, દીલગુરદો અને પરમાર્થના અણુદ્દ વખાણ ગાયા હતા ખુદ આ તમારાજ માહાતમા ગાંધીએ કહયુ હતુ કે પારસી કોમમા મને વિશ્વાશ છે, અને તે વીશ્વાશને પાત્ર આ પારસી કોમે એક વખત નહી, એક ડજન વખત નહી, પણ એક હજાર વખત પુરવાર કરી છે.

# અરે, તમારી ખાદીનો પ્રચાર કોણ કરે છે?

ઓ મારા હીંદુ ભાઇઓ, ઓ એસલામી બેરાદરો, માફ કરજો, પણ, આ ઇલાકામા અને આ શહેરમા બલકે આખા દેશમા સ્વરાજ્ય હીતનુ ચેતન પહેલવહેલુ પણ જો કોઇએબી સ્થાપયુ હોય તો તે પારસી કોમે છે તમારી સ્વરાજયની કાક્ષા સાથે મહાતમા ગાંધીએ એમ ઠેરવયુ કે સુતરને તાતણે સ્વરાજય મળશે, તેથી ખાદીનો ઉપયોગ કરો, તો તે ફરમાન બર લાવવાને માટે પણ પ્રથમ અમારા ભાયડા અને બાયડાઓ બહાર પડયા કેટલીક હીદી સ્ત્રીઓને તો શોપીગ કે સેલ કરવાનુ પણ નહી આવડતુ હોવાથી અમારી પારસી દીકરીઓએજ પ્રથમમા આ કામ ઉપાડયુ, અને તેઓ તરફથીજ કેળવણી લઇને આજે અનેક હીદી બહેનપણીઓ એ કાર્ય પાછળ મડી ગઇ છે તે ઉપરાત ખાદી પ્રચાર, ખાદી પ્રદરશન, ખાદી કારખાના વીગેરે વીગેરે પાછળ ખત, રજ, નાણુ અને મહેનત જો કોઇએબી ખરચીને આગેવાની કરી હોય તો તે પણ અમારા પારસીએજ કરી છે

# આ રીતે એમાંથી પારસીજ છે.

આ ઉપરથી વાચક સાહેબો જોઇ શકશે કે આતો માત્ર કાઇક ઉચકી ટુચકી ટુકમા મે ચીતરી કાઢી છે, છતા જોઇ શકાશે કે સ્વરાજનો સબક આપનાર પણ પહેલા પારસી દાદાભાઇ હતા, તેને બર લાવવાને મહેનત કરનારા સર ફીરોજશાહ મેહેતા હતા, અને તે માટે મહેનત, પઇસા તેમજ પ્રચાર કરનાર પણ પારસીજ હતા, અને છે, એટલે તમારી ભુતકાળની આશા, અને વરતમાન વાચા, તેમજ ભવીશયની કાક્ષામા મદદ કરનારા પણ પારસીઓજ છે.

## સોદાગરી, શાહુકારી અને શરાફી કોણની?

ભાઇ સાહેબો, આતો ઇતીહાસ સ્પષ્ટ જણાવે છે કે પુર્વ કાળમા હીદનો વેપાર પારકા મુલકો સાથે પુર જોશમા ચાલતો હતો આફ્રીકા, અરેબીઆ તેમજ ઇરાન અને બીજા મુલકો સાથે હીદ નઉકા માર્ગે પણ વયાપાર કરતુ હતુ, પણ પાછળની કાઇક સેકડો સદીઓમા તેમાનુ કશુ હતુજ નહી થોડાક એશીઆના બીજા મુલકો સાથનો વેપાર તેમજ મોગલ શહેનશાહોના મહેલ બાધવા આવતા કોઇકિ શીલ્પ શાસ્ત્રીઓ સીવાય પરદેશ સાથના બીજા સબધો ઘણા જુજ થયા હતા, અને તેનુ કારણ કે દરીઆપારની મુસાફરી કરવી એ હીદુશાસ્ત્ર મુજબ ના રવા ગણાતી હતી, અને એસ્લામીઓ પણ મુખ્યત્વે કરીને પોતાનો દેશ છોડતા નહોતા, એટલે ગુજરાતમા અને દેશના બીજા ભાગોમા મોગલાઈ, પેશવાઇ અને ઇસ્ટ ઈંડીયા કુપનીના વખતમા શાહુકારી, શોદાગરી અને શરાફી પણ કેટલેક દરજ્જે પારસીઓજ ચલાવતા હતા હીદુ કે એસલામી વેપારીઓની પેઢીઓના આડતયાઓ પણ પારસીઓજ મોટે ભાગે હતા, અને વીલાયત, ચીન, જાપાન અને મીસર સાથના વેપારમા તો મુસાફરી, મહેતાગીરી કે મુનીમના કામકાજ પણ પારસી ઓનેજ સોપતા હતા આજે પણ જો કે ભાઇબિધ કોમોએ પોતે પરદેશ ગમન કરી વેપારી પેઢીઓ પરદેશમા પણ સ્થાપવા માડી છે, છતા પણ અનેક ધધા, રોજગાર, હુન્નરમદી તેમજ કુનેહ, કારસાજી માટે પારસી મદદ સીવાય છુટકો રહેતો નથી ખાસ કરી કોઇપણ જાતના હીમતી કામમા તો પારસીની મદદ ખસુસ જોઈએ છે, અને મીલ મેનેજર, એનજીન ડરાવર, વીવીગ માસ્તર, કાયદાશાસ્ત્રી, ઉચ તબીબ તથા નાનાઓને કાબુમા રાખી શકે એવા દમામદાર વડા તરીકે એક યુરોપીયનથી બીજી પકતીએ એક પારસીનેજ ગણવામા આવે છે. એક હોટલકીપર, ચુનદા નાટકકાર, ડેકોરેટર, ઇનસપેકટર, એડીટર, કે કારપેન્ટર, એક રાજદ્વારી, લશ્કરી, શીકારી, કે કોઇપણ કાર્યયોજક

તરીકે પારસીનેજ પસંદગી ખુદ કેટલાક ભાઇબ બોજ આપે છે એક જાહેર સભાના પ્રમુખ તરીકે પણ ખુદ ભાઈબંધો એક પારસીનેજ પસંદ કરે છે એક ધારાશાસ્ત્રી, શીક્ષક, શીક્ષકા, ડૉકટર, કમપેનીયન, વગેરે વગેરે માટે પારસી નરનારીઓની લાયકાત બેશક પુરવાર થઈ ચુકીછે, અને એજ રીતે કેટલાક સાહાસો, ધધાધાપા તેમજ વેપાર માટે હીદ અને પારકા દેશો વચ્ચે જોઇતી એટીકેટ, ફેશન, ડીસીપલીન તેમજ ધપછપે તેઓની સફમા જો કોઇબી જલદી ભેળાઈ શકે એવો કોઇ પણ પસદ થતો હોય તો તે એક પારસીજ છે

## દેશના લાભ પારસીઓએજ સ્થાપ્યા છે.

વધુમા આ દેશના સાહાસીક લાભોની સથાપના પણ અમોએ કરી છે પશ્ચિમના વેપાર અને ધપાછપની મગેળબરીમો અમો ઉતરી શકીએ એવો નકલીઆતપણાનો ગુણ તે કુદરતે અમને અર્પણ કરેલો છે એટલે અમો જલદીથી કોઇ પણ ગુણ સપાદન કરી શકીએ છીએ. વળી વધુમા અનેક ધારમીક છુટાપણાની રીતે અમો બીજી પ્રજામા જલદી ભેલાઇ શકીએ છીએ. ખાવુ પીવુ વગેરે અનેક બાબોના વીચારો ઘણા ચુસત રીતે અમોમા જડ ઘાલેલા નહી હોવાથી માણસાઇપિણાની દુનીયામા અમને સરવત્રઆવકાર મળે છે, અને તેથીજ અમો સાથે ભેળાવાને કોઇપણ પ્રજા રાજી હોય છે, અને આવીજ રાજીખુશીથી અમોએ હીદને માટે ગણુ સુખ કે સાહાસ આણયા છે, અને તેમા કાળી માટીનો તાતા સાહાસ ગોયા પશ્ચિમને પણ હાતમા આગળા પકડાવે તેવોજ નીવડયો છે દુનીયામા દરેક ચીજ માણસ ખુદાની મદદથી બનાવે છે, એમ જેવી રીતે પશ્ચિમના ગોરી ચામડીવાલાઓ એ પુરવાર કરયુ છે, તેમજ આ હીદ દેશમા અનેક સહાસો, જે નહી બને તેવા છે તે પારસી કોમે બનાવી દેખાડયા છે. મોટી મોટી શાળાઓ, બેગલોર અને મુબઈની સાયનસ

કોલેજો, સ્વદેશી બેંકો, સ્વદેશી સહાસો, પ્રદેશી લઢણો, સ્ટાઇપો, અને રાજદવારી કુનેહથી તેમજ ઉમદા સખાવતી ગુણોથી હમોએ આ દેશને અનેક ફાયદાઓ આપયા છે

## પારસી પૈસે તમો કેળવાયા છો.

પ્રદેશમા અભયાસ અરથે મોકલવાની સ્કોલરશીપો આપવા માટે લાખોની પેહેલ અમોએજ કરી હતી, અને આજે પણ જેઓ આ દેશમા કાઇંક આગેવાની ભોગવી રહ્યા છે, તેઓમાના કેટલેક ભાગે પારસી પઇસેજ આગળ પડયા છે આ રીતે અને હવે પછી ચાલનારા થોડાક પ્રકરણો ઉપરથી જોઈ શકાશે કે પારસી પ્રજા કોઈ પણ રવેશે આ દેશમા માથે પડેલી અભણ, અજ્ઞાન અને આળસુ પ્રજા નથી, પણ એક ખતીલી, હોશીઆર અને સાહાસીક સખાવતી પ્રજા છતા તેને પોતાને લાભ કરતા પારકાના લાભ અને પરમાર્થ જોયા છે, અને હીંદ ઉપર ઉપકારની અલગાર ચલાવી છે, અને હજી ચલાવશે આ સખાવતી કોમ તેના બદલામા કશી પણ આશા રાખતી નથી, છતા તે મુઝાય છે, એટલાજ માટે કે હીદી પ્રજાને હોશીયારીના તાટયા આપનાર આ પારસી પ્રજાજ છે, અને તેની તરફ કચવાટ દેખાડી હોશીયારીના હાડકા અને દાનાઇના ગોહરો વેરી નાખવાને કેટલાક ઉફનાઈ જતા ઉઠરતા બ્હેવાના હીદી રાજદવારીઓને તેમ કરવાની કશી જરૂર નથી હવે પછીના પ્રકરણોમા જોઇ શકીશુ કે પારસી પ્રજાનુ હજી હીદીઓને વણુ ડામ છે, અને તે પારસીઓજ તેને નેમેલા ભલાએ લઈ જશે એટલી આશા હુ ભાર મુકીને આપુ છુ

## સ્વાર્થ વિનાનો પરમાર્થ પારસીઓએજ દુન્યાને શીખવ્યો છે.

મારા આગલા ત્રણ પ્રકરણોમા હુ જણાવી ગયો છુ તેમ પારસી કોમે આ મોટા દેશની લાયક ખીલવણીમા ઘણોજ આગેવાન ભાગ

ભજવયો છે માત્ર કેળવણીની બાબદમાજ નહી, પરતુ તે ઉપરાંત હીદુસ્તાન જેવા મોટા દેશના દરેક હીતની બાબદમા જરાક પણ સકોચ વીના પારસીઓએ વખાણુવા જોગ કાર્યો કરયા છે કેળવણીની શરૂઆત કરી, કેળવણી ખાતા સ્થાપી, સાહસો કરી તેમજ મોટી સખાવતો કરી અમે પારસીઓએ આ દેશને અનુપમ લાભ કરી આપયા છે દરેક હુનર, ઉદયોગ, સાહાસ કે સખાવતના પાયોનીયર તરીકે આજે પણ અમો આ દેશમા ખડા ઉભા છીએ, અને સામટી રીતે પારસીઓની વસ્તી, સજોગ અને સ્થીતી તરફ જોતા આ માત્ર હીંદુસ્તાનનીજ નહી પણ આખા એશીઆની ગુણવતી પ્રજા કહી શકાય. હાલને કાલ સાહાસીક બુધીમા અને માણસાઈ પરાક્રમમા આખા એશીઆમા જો કોઇબી દેશ અને કોમ ચઢીઆતી હોય તો તે જાપાન અને જાપાનીસ પ્રજા છે, પરતુ પારસી કોમ તો કેટલેક દરજજે તેનાથી પણ આગળ વધે એવી છે ભલે જાપાને સાહાસ અને પરાક્રમમા ઝીપલાવી પોતાની આરથીક અને સ્વદેશાભીમાની સતાની નકલ બીજા શો કે અનય પ્રજાને ડરાવી હોય, પરતુ, તે સરવે કાર્ય માત્ર પોતાની અને પોતાનીજ મતલબને ખાતર કહેવાય અમારી પારસી કોમ અને અમારા પુજય બાપદાદાઓએ પોતાની બુધીબળ અને સાહાસ જે રીતે વાપરયો છે તેવો એશીઆની એક પ્રજાએ બતાવયો નથી. યુરોપ અને અમેરીકાએ ભલે અધીકાઇભિરયુ સાહાસ અને પરાક્રમ કરી દુન્યાની એક આગેવાન પ્રજાની સફમા તેઓએ પોતાને લાવી હોય, પરતુ સ્વાર્થવીના પરમાર્થ કરી, જાતી ભોગ આપી, એક પારકા દેશમા સુખ, સપતી અને આબાદી માત્ર સાડીબારસો વરસમા સથાપી, માહા સખાવતી, માહા સાહાસીક અને માહા પરમાર્થી પ્રજા તરીકે જો કોઇએ પણ પોતાની કીરતીંની કીરતી દુનીયાને એક નાકેથી બીજે નાકે મોકલી હોય તો તે માત્ર એકજ પ્રજાની છે, અને તે હા, તે માત્ર પારસી પ્રજાનીજ છે

## કેટલાક ખુંકશતા પરફોમીઓ.

મારી પ્રીય પારસી કોમ તરફ જયારે કાઇક કચવાટ, કડવાશ અને સખતાઇની નજરથી કેટલાએક નવા પુટી નીકળેલા રાજદવારીઓ તરફથી થોડાક વખત થયો જોવામા આવે છે, અને જે ભાઇબધ કોમો અને તેઓના દેશને ખાતર મારી પારસી કોમ અને તેના પુજ્ય પારસી વડીલોએ મોટામા મોટા ભોગો આપયા છે, તેઓનાજ વારસ તરીકે પારસી પ્રજા સામે શકાયલી લાગણી વખતે આ કોલમો જામે જમશેદમ લખવાનુ જયારે મારા નસીબમા આવયુ છ, તયારે હુ તે કીરતારરાં અને પવીત્ર પયગમબરના હજારો હજાર શુક્ર ગુજારૂ છુ

એટલુજ નહી પણ જયારથી આ કોલમો શરૂ થઇ છે, તયારથી કાઇક સખયાબધ વાચકો તે તરફ પસદગી ધરાવતા મને મા મ 'ડયા છે અનેક સાહેબોએ મોઢેમોઢુ તેમજ એક મોટી સખ્યામા બાનુઓ અને ગ્રહસથોએ પત્રવ્યહવારથી મને જણાવયુ છે કે આ લખાણ તદન વખતસર, અર્થસુચક અને જેઓ આપણી તરફ કાઇક નાફરમાની બતાવવા લાગયા છે, તેઓને આપણી કોમની લાયકાતો અને ઉપકારોનો ખયાલ આપવાને તદન બરહક છે

## પારસીઓએ હીંદ માટે શું કરયું?

જાગે આપણે જોઈ ચુકયા છીએ કે આ મુબઇના 'ગેટ ઓફ ઇનડીઆ' થી તે સીધના, કરાચીના છેડા સુધી જેટલા પરમાર્થી, સખાવતી, સાર્વજનીક, ધ સાર્ગી કેળવણીને લગતા, ઉદયોગ, હુનરના, ગરીબોની મદદના, દરદીઓના માવજતના, સકટો ટાળવાના, દુકાળના, લડાઇના, કસરતનાં, મુગાં પ્રાણીઓના રક્ષણના, ખેડુતોની મદદનાં, લશકરીઓ, દરીઆઈ સેલરોને લગતા, સ્વરાજ્યના સબધમા, ખાદી યોજક પ્રચારક,

રાજદ્વારી, નીતીરીતીના, પશ્ચિમાતય પ્રજાની મદદના, શારુ વગેરે કાઇક સખયાબધ ધરમ ખાતાઓ છે, અને આજે ખુદાના હજારો શુકરાના સાથે કહેવાને સામર્થવાન છે કે તે મોટે ભાગે એટલે લગભગ સેંકડે પચાણુ ટકા પારસી મા પારસી સખાવતથી, પારસી મદદથી, પારસી મતાથી, પારસી રહેમથી, પારસી ટેકાથીજ નીભે છે હુ હીમતથી કહુ છુ કે હીદુસ્થાનમા હાલે પણ હજી ભાઇબધ કામોમા સાવંજનીક સખાવતનુ ચારીત્ર ખીલ્યુ નથી, તો સો, પચાસ વરસ ઉપર તો તેનુ નામે હતુ નહી તો વીચાર કરો મારા ભાઈબધ કોમવાલાઓ કે જો પારસીઓએ તેની શરૂઆત નહી કરી હોતે તો આ મોટા દેશમા કદી પણ સાર્વજનીક પરમાર્થ જેવુ નામ હજી સુધી પડયુ હોતે નહી

## પારસી વિના એક દિવસ પણ ચાલે નહીં.

આપણી હીદુ અને ઇસલામી કોમોએ આ દેશમા કાઇક પરોપકાર કરયો છે તે કોઈ ના પાડી શકેજ નહી, પરતુ તે કાઇમો પણ સાવજનીક ચરિત્ર તો હતુજ નહી હીદુઓએ દમ બાધીને દેવ દેવાલ્યો, ગોરક્ષાના ફડો અને સદાવ્રતો પોતાનીજ કોમ માટે ઉભા કરયા, જયારે ઈસલામી ભેરાદરોએ પણ તેમજ પોતપોતા માટે કાઇકિ કરયુ, છતા પણ તેમાનુ કશુએ ખાસ કેળવણીને લગતુ, દરદીના દુખ નીવારણ કરનારૂ કે પ્રજાને કામનુ વરસો સુધી હતુ નહી દેશમા મરકી, શીતળા, ફાટી નીકળે તયારે આ સદાવ્રતો અને ફકીરો જમાડવા ના ફંડો શા કામમાં આવે? અને લાખો માણસ દવાદારૂ કે ખોરાક વીના મરણ પામતા હતા, જેનો ઇતીહાસ આપણી નજરથી કોઇપણ રીતે દુર નથી

## પરમાર્થનું પ્રકરણ પારસીઓએ પકડયું.

માનાઓથી આ દેશમા કોમકોમો લડયા કરતી હતી, અને
એક બીજાના લાભના કે પરગજુપણાના કાર્યો કરતા હતાજ
રાજા અને પ્રજાની લડાઈ, હીંદુ અને મુસલમાનોની મારામારી
ને નાતજાત, જમાત ભાઈઓ વગેરે વગેરે બસ કુટાયાજ કરતા હતા.
કોઈની નજર દેશના હીત, આબાદી કે સાર્વજનીક ભલા ઉપર જતી
હતીજ નહી. અંગ્રેજોના આ દેશમા આવયા પછી પણ દેશમા શાતી
છતાં એક સપીનુ ચેતન તો હતુજ નહી એક હીંદુ મરે તો એક
એસલામીને તેની ઓછી દરકાર હતી, કે એક મુસલમાન મરે તો
હીંદુ કમી લાગણાથી જોતા હતા આવી વલેમા અત્રે બધી કોમો,
નાતો, જમાતો, મતફેરી, મારફાડ તેમજ મીનાકેશામા પડેલી હતી
દેશમા કોલેરા, માતા અને ક્ષયની પીડાકારી એટલી વધી હતી, તેમજ
ઉટયાતુટયાનો મરજ થોડે થોડે વરસે કચકાઈ જનોનો ઘાણ કાઢી
નાખતો હતો, અને એવી હાલતમા કોઇને પણ સાર્વજનીક સખાવતનુ
ધયાન હતુજ નહી, તેવે વખતે અમારા પુર્વના સેતારા સર જમશેદજી
જીજીભાઇ પહેલા બારોનેટ સાહેબે દેશના દુખ દરદોના નીવારણ કરવાનો
ઝુડો પ્રથમવાર આ દેશમા ઉચકયો

## હીંદના લાખો જીવો એકજ પારસીએ બચાવ્યા.

અરે ભાઇઓ એકલા સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટાલે આ
દેશમા કોમ પરકોમના આશરે દશથી વીસ લાખ જનો માત્ર સાઠ
વરસમા બચાવયા છે દવાદારૂ, માવજત અને ખોરાકવીના હીંદના આ
પશ્ચીમ કીનારા ઉપર વારસીક હજારો માણસો પોતાનો પ્રીય પ્રાણ
છોડતા હતા, તેમાના મોટે ભાગે બચાવવાનુ અને તયાર પછી હીંદુસ્થાનના
સરવે ભાગોમા દવાશાળા અને હોસ્પીતાલો સથાપવાનુ શીક્ષણ આપનાર

આમારો આ મહાન પારસી હતો, અને તેજ પારસીએ પ્રથમ ખેતાબ ધારણ કરી પશચીમના મુલકોના રાજદરબારમા પુર ખેતાબોનો દરવાજો પણ પહેલીવાર ખુલ્લો મુકયો હતો

## તમો તો બોલવાવાલા, કરવાવાલો પારસીજ.

વળી એટલુજ કરીને બેસી નહી રહયા, જે કેળવણીએ આજે તમને મોટા બનાવયા છે, અને ખુદ પશચીમના પ્રજા સનમુખ પણ તમો તમારો ધુજારો જે રીતે મોકલીને તમારા વીશાળ દેશ માટે છુટાપણુ મેળવવાની લડતમા મચયા રહયા છો, તે કેળવણી સપાદન કરવવાનુ બીડુ પણ હમોએજ ઝડપયુ હતુ સર કાનસજી જહાગીરની કેટલેક ભાગની દોલતે મુબઇની યુનોવરસીટી જેવી હીંદની આલીશાન વીશ્વ વોદ્યાલય વીધયાપીઠ સ્થાપી પારસી કોમે આ દેશને કેળવણીના મીઠા ફળ પુરા પાડયા છે અધકારમાથી ઉજાશમા લાવી હીંદને આગેવાન દરજજા મેળવી આપવા માટેના તમારા ગાધી, તીલક, ગોખલે, રાનાડે, તેલગ અને બીજા સેકડો રાજદવારીએ આ વીદયાપીઠના પુત્રો હતા, કે જે વીદયા સ્થળને જનમ આપણાર અમારા એક પારસીજ હતા, અને આજે પણ તાતાનુ સાયનસ રોસર્ચ ઇનિસટીટયુટ તેમજ રોયલ કોલેજ ઓફ સાયનસ, ટેકનીકલ ઇનસટીટયુટ, આર્ટ કાલેજો અને મેડીકલ કોલેજ વગેરે વીદયા સથળો પારસીનીજ દોલતે નીભે છે આ રીતે સરસ્વતી માતાના પુજારીજ નહી, પણ તેના મ દીરો સ્થાપનામા પણ આ વીશાળ દેશમા માત્ર પારસી કોમેજ ઘણો આગેવાન ભાગ ભજવયો છે, જે બધુ એકે તડાકે ભુલી જઇ નકામા ફેફે બતાવવાની કેટલાક ધુઇ રાખનારાઓએ આ બધી સ્થાપાઓનુ સાંકળયુ જાણવાની ઘણીજ જરૂર છે

# પારસી છાપો—હીંદની મગરૂરી છે.

પ્રીય હીંદુ મીત્રો, વહાલા એસલામી બેરાદરો, તમો તો અતયાર કે જાણો છો કે આ દેશમા વરતમાનપત્રો સથાપી તેને આજની હાલતે મુકવાનુ માન પણ પારસી કોમનેજ આભારી છે આજે હીંદુસ્તાનના ખુણેખુણે ન્યુસપેપરો છાપવાની અલગાર લાગી છે, છતા પણ આજે, આ ઘડીએ પણ, પારસી છાપાની બરોબરી કરી શકે એવુ એક વરતમાન પત્ર આ દેશમા જીવતુ માલમ પડતુ નથી થોડાક ઇંગ્રેજી પત્રો બાદ કરો (જોકે તેની સથાપનામા પણ પારસી ખત, રજ અને સાહાસનો ઉપયોગ થયેજ છે) છતા તે થોડાક બાદ કરીને ગુજરાતી, હીંદી, મરાઠી, ઉરદુ, તેલગુ, તામીલ, કરનાટીકી કે સીગાલી, બગાલી, સીંધી વગેરે વગેરે સેકડો વરતમાનપત્રો, માસીકો, દર્નીકો કે જીવ ચાહે તે છાપા જુઓ છતા પણ પશચીમની સફમા રહે તેવા સટાઇલીશ, અપ ટુ-ડેટ, સાહસીક, મોભાદાર પત્રોમા આજે પણ પારસી પત્રો તેની મગરૂરીની ટોચે ઉભા છે સહકારી, અસહકારી, પ્રજાકીય, કોમી, ધારમીક, સસારીક પત્રોમા, પારસી વરતમાન પત્રોજ દરજજે એ અવલમા પહોચયા છે, અને જે થોડાક ઇંગ્રેજી પત્રો આજે પેતાની ચચલાઇ વેરે છે તેમા પણ, એક વખતના ફીરોજશાહ મહેતા, દાદાભાઈ નવરોજી સોરાબજી બગાલી, બહેરામજી મલબારી, જહાગીરજી મરજબાન વગેરે વગેરે પારસીઓના હાથોજ શરૂઆતમા હતા, અને તેઓનીજ પ્રથમ કારસાજીથી આ દેશમા તે પત્રોનુ મચવુ, ફેલાવુ, પ્રગટાવુ, પ્રચારવુ વગેરે થયું હતુ આ દેશમા એક વરતમાનપત્રજ શુ પણ કોઇપણ સાહાસ ફેલાવવો હોય તો શરૂઆતમા એક પારસીની મદદની હમેશ જરૂર પડયા વીના રહેતી નથી

## પરકોમીઓના લવાદ પણ પારસીજ.

આ ઉપરાત આગળ ચાલતા આપણે જોઇશુ કે શેર ૯ વડા, ખેતાબ મેળવવામા પહેલા, સવરાજયના દરવાજા પારલા થોકનારા પહેલા, બારીસટરમા દાખલ થનારા પહેલા, અને અ... સ્થાનની શરૂઆત કરનારા પ્રથમ અમો છીએ એક યા બે મરાય તેના લવાદ, બે કોમની સભાના પ્રમુખ, કોઇ સ કટમા આવી પડતા પરકોમી તવગરના બચાઓના બેલી, વાધવા ફડો, તેમજ ત્રસ્ટોના વાલી અને સામટી રીતે એક પારસી તરફ હીંદના સુખ દુ ખ, સ કટ, મુશકેલી કે આબાદી, બરબાદી વખતે નજર દોડાવયા વીના ચાલેજ નહી, એવા ભરેસપતી ગ્રહના અમો પારસીઓ તે ખુદાના હોકમથી છીએ

## પારસી જુસ્સો સદા ઉપર રહેશે.

ઇરાનવેજના જરથોસતી પારસીઓએ આ પરાયા મોટા દેશમા આવીને તે દેશની તેના પ્રજાની અને તેના રાજાઓની શુ શુ સેવાઓ કરી છે, તે વીશે આ જામે જમશેદમા અઠવાડીયાઓ થયા જેટલુ મને ખબર હતુ તેટલુ, સમજાવવાને મે અદના કોશેશ કરી છે, અને તેમ કરીને બીજો કોઇપણ ખયાલ નહી કરતા માત્ર મારી કોમ, તરફ થતો ફુટી નીકળેલા કેટલાક રાજદવારીઓના કચવાટ કકલાટનો જવાબ આપવાની મે કોષેશ કરવા સીવાય બીજુ કાઇપણ ખાસ કર્યું નથી, હવે આ પ્રકરણોનુ છેવટ આવતુ જાય છે, અને આ સેવાની થોડીક લીટીઓ લખીને મારી પ્રીય કોમે આ દતક કરી લીધેલી ભુમીની પ્રજાને માટે શી શી શેવાઓ કરી છે, તેનુ વૃતાત લખીને આ બાબદ હુ સમાપ્ત કરૂ છુ

પ્રકરણોમા બનતા સુધી જે જે બાબદો વીશે મે નુકતેચીની તે સદતર ખાલેશ હાઇયાથી, કપટ રહીત, માત્ર કોમાભીમાનની લાગણીથીજ કરી છે, એવી ખાતરી આપવાની ખાસ જરૂર આ લખાણુની અદર હરેક દાખલા, દલીલો સહીત પુરાવા અને પારસી સેવાઓની નોધ લેવામા આવી છે છતા પણ તેમા જો કાઇ ભુલચુક અથવા તો કસુર થઇ હોય તો તે દરગુજર કરવાની વાચક વરગ મહેરબાની કરશે એવી હુ આરજુ રાખુ છુ

## પારસી ભાઈબંધી બનાવટી નથી.

આ મોટા દેશમા અમો પારસીઓના આગમન પછી એક પણ દીવસે પારસીઓએ કોમ કોમ વેચે કચવાટ કે કડવાશ ઉપજે યા તો કોઇપણ કોમ કે ધરમ અથડામણમા આવે એવુ એકે કારય કરયુ નથી હાલમા "આપણ દો ભાઇ હએ" એમ હુઇ જાહેર કરનારી આપણી હીંદુ અને મોસલેમ કોમો તો કાઇક ડજનો વખત મરાઇ ભુરાઇ કાઇક સખ્યાબધ માનવીઓના ધાણ સાથે મોટી નુકશાની ખમી ખમાવી હશે જરાક જરાકમા મહોણી ઉપર આવા જવાના જેવો મોકો આ બને કોમો વચ્ચે વારવાર ચાલે છે, તેવો એકે મોકો લાવવાને અમો કમભાગ્ય નીવડયા નથી, તે માટે ઇશ્વરનો અમો મોટો પાડ માનીએ છીએ

## પારસો વફાદારી સદા સંગીન છે.

આ બને હીંદુ અને મોસલેમ કોમ તરફ પારસી કોમ ઘણી લાગણી, દીલસોજી અને એકસપથી જુએ છે આ બને કોમની કોઇપણ જાતની ધરમલાગણી અમોએ કોઇપિણ દીવસે દુઝવી નથી, અને જેવી ભાઇબધી સાથે અમારા બાપદાદાઓએ જે વખત અને સુખ સાથે આ પરભુમીમાં પોતાનો પાયો શરૂ કરયો હતો, તેનો

ઉપરની બંધાયેલી અમારી પારસી ઇમારત કોઇપણ દીવર બેકદર, બેપરવા નીવડી નથી, પણ ઉલટુ આ ભારતના હક, આબાદી અને સુખ સ્થાપવામા અમોએ ભારે ઉન્નતી પુર્વક લીધો છે પોતાને "દાનો ભાઇઓ" તરીકે ઓળખાવતા આ આપણા ભાઈબંધો કોમોની ખટપટ હજી નરમ પડતીજ નથી

## પારસીઓ ધીરા, વીરા, શુરા ખરા.

દીલ દુખાવનારી લડાઈ, ટટા ફીસાદ અમો પારસીઓએ તમો સાથે કોઈ દીવસે કર્યાજ નથી ૧૮૭૩ ના સાલનુ પારસી, મુસલમાન હુલ્લડ, તેમજ ૧૯૨૧ મા પારસીઓ તરફ ચલાવવામા આવેલી કોઇકિ તરફની તદન હીચકારી વર્તણુક પણ માત્ર ગેરસમજુતીને આધારેજ થઈ હતી, બાકી આ સીવાય અમોએ અમારી કોઇપણ ભાઇબંધ કોમો સાથે કડવાસ કર્યો નથી, એવા ધીરા, વીરા, શુરા અને સપીલા પારસીઓ છીએ

## પારસીઓ પરકોમી સખાવત હરામ ગણે છે.

અલબત્તા આ દેશની બીજી કોઇપણ પ્રજા કરતા પારસીઓ દીલાવર, સખાવતી, ખાનારપીનાર, ખુશખુશાલ અને પરમાર્થી છે વળી તેઓ ગમે તેવી ગરીબાઇ કે કંગાળયત છતા તેઓના દેખાવ ઉપરથી પરખાઈ નહીં શકાય એવા સલુકથી રહેવાવાળા છે પરકોમને આશરે રહેવુ, કે પરકોમની એક ખોટી પાઇ પણ પારસી સખાવતમા લેવી, એ ગોયા પારસીઓ હરામ ગણે છે હીંદુ, મુસલમાન, ખ્રીસતી, યાહુદી, જર્મની કે કોઇપણ પ્રજા સાથે જલદીથી ભેળાઈ જાય એવા નકલયાતના ગુણવાલી, તેમજ ઘણી ઉદાર અને છુટા આચારવીચારની

ાથી તે સુધરેલી પ્રજાઓની ઘણી માનીતી થઈ પડે છે, અને ને કેટલાકોથી નહી ખમી શકાવાને લીધે તેને જુદા જુદા ઇલ્કાબોથી નવાજવામા આવે છે

## પારસીઓ સંપીલા છે—નજીવે બહાણે પરકોમો સામે વઢતા નથી.

ગમે તે હોવા છતા પારસીઓના ધાર્મીક આચારવીચારો કોઇપણ બીજી કોમ સાથે તેને મતફેરીમા લાવી મુકે તેવા નહી હોવાથી તે વધુ એકસપીમા રહી શકે એમ છે તેમજ વધુમા પારસીઓ કોઇપણ કોમના ધારમીક આચાર વીચારમા માથા મારે તેવા ચીબાવલા પણ નહી હોવાથી તેઓ કોઇપણ દીવસ મારામારી, ફટાફટી કે કુસપીના મેદાનમા આવયાજ નથી

જો કોઈ પણ મોટા મોટા કુદરતી વીદયાના મહાન સૂપટી ગ્નાન ધરાવનારા ફીલસુફ કે ઓલમા પાસે પારસી અંતઃકરણની તપાસ લેવડાવશો તો તુરતજ માલમ પડશે કે તેના જેવુ બીનસ્વાર્થી, સખાવતી, પરમાર્થી, ઉદાર, માફી આપનારૂ, સુલેહ સાચવનારૂ, હીંમતવાન, સંકટ સહન કરનારૂં, તદન નીખાલેશ અંતકરણ, બીજે કયાએક ભાગયેજ જડશે પારસી પાસે એવુ નીર્મળ અને વીચાર શકતીવાળુ અંતકરણ હતુ, તોજ તેઓ મહા કષ્ટો વચ્ચે પણ ભીનભીન નયાતજાતો તેમજ ધર્મોની પ્રજા વચ્ચે વરસો સુધી અદા, આબરૂ, એકસપી અને પ્રતીષઠાથી ટકી શકયા.

## પારસીનું સાર્વજનીક ઉદારપણુ જુઓ

૧૯૨૧ ના હુલ્લડ પછી થોડેજ દીવસે માપલા હુલ્લડમા લા ગયેલા હજારો લોકોને મદદ આપવાનુ ફંડ હીંદુસ્તાનના જુદા ભાગોમા ખોલવામા આવયુ, તેની અંદર નાણુ ભરાવવાને માટે જાણીતા નેતાઓએ મહા પ્રયત્નો શરૂ કર્યા જુદી જુદી રીતે તેના ફંડને મોટુ બનાવવા માટે અનેક પ્રયાસો છતા પણ જેવુ મોટુ ફંડ થવુ જોઇએ તેવુ કાંઈ થયુ નહી. નાટકો થયા, કોનસરટો થયા અને સભાઓ થઈ તયારે જેમ તેમ તયાના ગરીબોને છુટકો આપવાને હીંદુસ્થાન કાંઈક કરી શકી મુબઈ શહેરે આ "રીલીફ ફંડમા સારે ફાળો આપયો, પણ તેમા પણ શુ થયુ તે જુઓ માપલા રીલીફ ફંડમ મુબઈમા સરવે કોમોએ જે નાણુ ભરયુ હતુ, અને તે નાણુ વટતે ઠેકાણે ગરીબોને લાચારીના વખતમા મદદ કરવા માટે મોકલવામા આવયુ હતુ, તેમા પણ આ રકમમા બેત્રતીઆઉસ જેટલો મોટો ફાળો માત્ર એકજ કોમનો હતો, અને તે પારસી કોમનો હતો.

## માપલા ફંડમાં પણ પારસી પૈસો.

આ માપલા ફંડ ૧૯૨૧ ના હુલ્લડમા પારસીઓને થયલા જુલુન ગેરઈનસાફ પછી થોડેજ દીવસે ખોલવામા આવયુ હતુ, છતા પણ કોઇબી જાતનુ કપટ યા વેર ધયાનમાં નહી રાખના મુબઈના જરથોસતીઓએ પોતાની ભાઇબંધ કોમો કે જેનસ તરફથી માત્ર થોડાજ દીવસો અગાઉ તેઓએ સખત હાડમારી ખમી હતી, તે બધુ ભુલી જઈ દીલાવર રીતે તેઓને મદદ કરવાના ફંડમા ઘણોજ ઘણોજ ઉદાર અને મોટો ફાળો આપયો હતો, અને પોતાની ઉદારવૃતી વગર માગવે આ પારસી કોમે પુરવાર કરી હતી. પારસી કોમનુ ઉદારપણુ કોઇ પણ પ્રજાથી છુપુ રહયુજ નથી, અને રહેશે નહી. છતા પણ

'ા તેઓ શુ કરે છે, તેના કાઇક જુજ ખયાલ આપવાને
ર આટલા દ્રષ્ટાંત મે વાચક વરગ સનમુખ રજુ કરવાનુ દુરૂસ્ત
ધાર્યુ છે

## હીંદી હુન્નર ઉદ્યોગનો પીતા એક પારસીજ છે.

અલબતા આ તો એક બચ્ચું પણ કબુલ કરે એવી બીના છે કે આ દેશમા અનેક સાહસો ખેડવામા પારસીઓએ વણોજ આગેવાન ભાગ ભજવયો છે પહેલી કાપડ વણવાની મીલ, ઓઇલ મીલ, આયરન ફાઉનડરી, છાપાખાના કે દરેકે દરેક સહાસો, ઉદયોગો, હુન્નરો વગેરે વગેરેમા પારસીઓએ જેવા જોરથી ઝીપલાવયુ છે તેવુ હીદની બીજી કોઇ પણ કોમે ઝીપલાવયુ નથી.

આટલા બધા સાહાસો હોવાથી એ તો કુદરતીજ છે, કે પારસી વેપારી કે બીજા ખાનામા કામદારો, કલાર્કો, મજુરો, હુન્નરમદો, વગેરેના ધણી જરૂર પડે, અને એવી સઘળી નોકરીઆત જગયાઓ ઉપર પારસીઆએ કોમ પરકોમનો કાઇ પણ મતભેદ કે મતફેર રાખયા વીના એકસરખી નજરે તેઓને પોતાને હસતકના ખાતામા રાખયા છે, અને તેઓના પગાર, વરતણુક તેમજ સાધનો માટે તે પરકોમી છે, માટે જુદુ ધોરણ રાખવુ જોઇએ, એવુ પારસીઓએ કદી ઇચછયુજ નથી મુબઇમા અનેક ઇગ્રેજી, યાહુદીઓની કે હીદુ મોસલેમ વેપારી તથા બાજી પેઢીઓ હશે, જયા બધે પોતાની જાત અને પોતાના ધર્મના માણસો માટે ખાસ વધુ સતોષી ગોઠવણો હશે, પરતુ પારસી જેવો સાર્વજનીક અને એકસરખી નજરે ઇનિસાફી રીતે વર્તનારા બીજા કોઇએ નથી, એ તો કોઈ પણ ઇસમ સમજી શકે એમ છે

## પારસીઓ દુરઅંદેશ છે.

પેલા કેટલાક નવા ઉગી નીકળેલા, પારસીને પઇસે શીખેલા, કેળવાયલા, આગળ વધેલા, પરકોમી કહેવાતા, રાજદ્વારીઓ, પારસી કોમ તરફ કડવાસ અને કચવાટની નજરથી જુએ છે, અને તેનાં કારણમાં તેઓ કાંઇક એવુ બખાળતા સભળાય છે કે, પારસીઓ તેઓની રાજદ્વારી હીલચાલ અને ચળવળમા યાહોમ જોડાતા નથી, અને જુદા પડે છે, તે તેઓને ખીજવાટના કારણનુ મુળ થઇ પડે છે, અને આવા પારસીઓના અલગપણા માટેજ તેઓ પારસીઓ તરફ શકની નજરથી જુએ છે

## તમારી ચલવલમાં પારસીનું ધારવુંજ ખરૂં થયું.

જો આ ખરેખરૂ કારણ આપવામા આવતુ હોય તો, પારસી કોમ તેઓને પુરેપુરો જવાબ આપી શકે એવી હાલતમા છે આપણો આખો હીંદ દેશ સારી રવેશે જાણે છે કે, આ દેશમા રાજદ્વારી ચલ્રતિન ઉશકેરેનાર પેહેલવહેલા પારસીઓજ હતા, અને રાજદ્વારી ક્ષેત્રમા આ દેશમા પારસીઓએ જેવી મોતેબર મદદો કરી છે, તેવી બીજી કોઈ પણ પ્રજાએ કરીજ નથી પારસીઓથીજ સરવે હાલની રાજદ્વારી ઉલટો અને યોજનાઓએ જનમ લીધો હતો, અને જે મધયમપણે, ધીરજથી, ધૈર્ય રાખી, શયાનપતથી અને મકકમપણે પારસીઓએ આ દેશને રાજદ્વારી ફાયદાઓ કર્યા છે, તેવા ફાયદા બીજું કોઇ પણ કરી શકયુ નથી.

હાલના રાજદ્વારી વાતાવરણની શરૂઆતમાજ પારસી કોમે દુરઅંદેશી અને પકકાઇ વાપરી તેની ભવીષયની સથીતીનો ભાસ કરીનેજ તેણે શુ કરવું, અને શુ નહી કરવું તેની સીમા નક્કી કરી હતી, અને આખરે તેજ કોમ પણ પોતાના વીચારમાં સેવટે ફાવી છે.

## તમારી ધરપચ મરણ પામી, પારસી સહ્રણશીળતાજ જીવતી ઉભી

જે મોટી ધાધલ, ધરપચ, ઉતાવળ અને ખોટી હુફ સહીત તમોએ અનેક યોજનાઓ કરી હતી તેના પરીણામ શુ નીપજયા છે? તમારો અસહકાર ખતમ, સવીનયભગ સુઈ ગયો., રાષ્ત્રીય કેળવણીએ કવરીવણુ કર્યું, દારૂની બદી સામેની વીરૂધતા અલોપ થઈ ગઈ, ખાદી ખલાસ અને કાઉનસીલના બહીષકારના સ્વપના પણ હવાઈ થયા આટલી મહેનત, ખરચ અને ખતના ભોગે પણ તમો કાઇબી શુક્રવાર કરી શકયા નથી, તો હવે બોલોની, મારા હીદુ અને મુસ્લીમો, બોલોની કે ડાહયા કોણ? અને દોઢચતુર કોણ?

## ડાહયા કોણ? દોઢચતુર કેવા?

અમે ગમે તેવા આગળ વધેલા વીચારના કદાચ હોઈશુ, પણ રાજદવારી બાબદમા તો બહુજ દુરઅદેશ રહીશુ જ તમારી ઉંતાવળના પરીણામે થતા મહાનરાપણાના પરીણામોથી દેશને થતા મહા નુકસાનીમા હમો તો સામેલ થઇ શકયે એમ નથીજ એક નાની કોમ તરીકે અમારા સજોગો, સ્થીતી અને સામાનય હાલત તરફ નેગાહ કરીનેજ અમો પારસીઓએ રસ્તો લેવાનો છે પુશકળ કપટ સહન કરીને ધીરજથી અમો હીદમા આવયા, હીરરસથી અમો સવાધીન થયા, અને શુરાતણપણાથી આ દેશમા અમો સાહાસીક થઈ આબાદ બનયા, તો અમારા બાપદાદાઓની તે દુરઅદેશ રાજરીતીને એક તડાકે ઉડાડી નાખી અમારા હાનતને અમો ડફોડી બનાવવા ઇચ્છતા નથી

## પારસીઓ તમારાં સુખેદુઃખે આડે આવશે.

કેટલાકો કહે છે કે પારસી કોમની અમારા રાજદવારી દુખોમા દીલસોજી નથી, તેઓને જવાબ આપવાની જરૂર છે કે પારસી કોમની

તમારા દરેક દુ ખ સુખમા સપુર્ણું દીલસોજી છે જો પારસી કોમની દીલસોજી ન હોતે તો જે રીતે હાલમા પણ પારસીઓ અનેક ઠેકાણે રાજદ્વારી ક્ષેત્રમા સેવા કરે છે, તેઓ તેમ કરી શકતે નહી. અલબતા હાલમા તમો માહથી કેટલાકો કાઇંક ભાનભુલ્યા બનેલા હોવાથી અમારી સેવાઓનો ખ્યાલ મેળવવાને તેમનુ ભેજુ શકતીવાન નહી હશે, પણ જેમ જેમ તમારી હવાઈ યોજનાઓ અને ખોટા રાજદવારી અભખરાઓના તમારા ફુકકાઓ ફુટવા માડશે, તેમ તેમ તમો પારસી દીલસોજી, દુરઅદેશી, દેશ હીતકાર અનેમાયા મહેરબાનીનુ અવલોકન કરી શકશો

## પારસી યોજના ભોંય થશે નહી.

હાલમાજ તમારી કાઇક યોજનાઓ ભોય થઇ ગઇ છે, અને તમારા વીશવાશ પામેલાજ દેશનાયકો અહી અને તહી કુદકા મારવા મડી ગયા છે કોઇક અસહકારી સહકારી થાય છે, કોઇક ખદર પહેરનારા ટાઇકોલરો સાથના સુટ પાછા પહેરવા શરૂ કરે છે, તો કોઈ સવીનયભગવાળાઓ સાબુત સકકઇ બનતા જાય છે, તો ભાઇસાહેબો પેશાવરથી કોમોરીન સુધીમા હજી તો તમારાજ ટાટયા ઘેરીઆ રમે છે, તો તમોજ પ્રથમમા એક થાઓ તેના શુભ પરીણામ અમને બતાવો, અને પછીજ અમારી દીલસોજીની માગણી કરો, બાકી તમારી પોતાનીજ હાલની કઢગી સ્થીતીમા તમને ખોટી તાજીમતવાજે કરી મસકાબાજી કરવાનુ અમને પસદ નથી અલબતા તમારા ભલામા દુ ખસુખમા, સખાવતમા, બચાવમા, સકટમા અમો તમારા સાચા દીલસોજ ભાગ્યા ભાઇબધ છીએ એવી તમો ખાતરીજ રાખી અમે તરફ ભાતૃભાવનો હાથ લબાવો

## પારસીઓના ઉપકારો ભુલી ના જાઓ.

તમારી ઉંપર, તમારા દેશ ઉપર, તમારી કોમો ઉપર, તમારી જાત ઉપર, અમારા બાપદાદાઓએ જે ઉપકારો કરયા છે તે તમો એક તડાકે ભુલી જાઓ તો શુ અમોને ગુસ્સો નહી ઉપજે કે? સખાવત, મદદ, અને પરમાર્થથી અમોએ આ દેશમા અમારી હસ્તીનુ ઉપયોગીપણું ખરી રીતે પુરવાર કરયુ છે, અને તેની એક લબાણુ ટીપ હું આગલા મારા લખાણોમા આપી ગયો છુ આ મોટા દેશની કેળવણી, વેપાર, રોજગાર અને સાહાસમા અમોએ જે માહાભારત ફાળો આપયો છે, તેનો એક દોઢીઆ જેટલા અશે પણ તમોએ કાઇ કર્યું નથી. માત્ર હેસી હજાર માણુસની અમારી વસ્તીએ તેના પ્રેમાણુમા અધીક કરી બતાવયુ છે, પણ ઘણી દીલગીરી સાથે મને કહેવુ પડે છે કે હજી તમારા બત્રીસ કરોડ માણુસોએ આ દેશમા એક સર જમશેદજી, એક પીટીટ, એક દાદાભાઈ, એક સર ફીરોજશાહ, એક સર શાપુરજી ભરૂચા કે એક જમશેદજી તાતા જેવા શાહ સોદાગર, સખાવતી શુરા, વીરલા કે રાજદવારી પેદા કીધા નથી

## પારસી સખાવત કરોડોની.

સારવજનીક સખાવત એક, બે, ત્રણ રૂપયાથી નહી, પણ ત્રણ કરોડ રૂપયાથી કરી તમારૂ પણ ભલુ કરનારો એકજ નવરોજી વાડયા તમોએ પેદા કરયો નથી, અમારા દુરઅદેશીથી જેમા અમે સમય સુચકતાથી કાર્ય કરીએ તેને દુશમનાઇ માની લઈ અમો તરફ કડવાશથી જોઇ અમારી સર્વે ભલાઇ એકે તડાકે ભુલી જવાવાલા સાહેબોને હું [illegible]તથી કહુ છુ કે, તમારી બાજુએ, તમારી મદદે, તમારી પુઠે, નહી પણ એક પારસી પહેલોજ આવશે

# પારસીઓજ ખરા દેશભક્ત છે.

હવે હુ મારા લખાણના સેવટ ઉપર આવુ છુ. જેટલુ મારે
ાજાવવુ હતુ તે મે બનતી લબાઇથી, સમજણુથી, સહેલાઇથી
ને સુતરાઇથી સમજાવયુ છે અમો કોણ હતા, કોણ છીએ અને
કીધુ છે તે સઘવે દાખલા દલીલો અને સાબીતીઓથી સમજાવયુ
, અને તેમ કરીને મારી પ્યારી કોમ તરફની ફરજ મે અદા
રી છે ફરાથી સાર મુકીને હુ કહુ છુ કે ખરા દેશભકતો તો
ઓજ કહેવાય કે જેઓ તેવા કાર્યો કરી બજાવે અમો પારસીઓએ
રેક શાખામા તેમ કયુ છે, અમારી મહેનત, રજ અને પઇસાથી
હોનુ ભલુ કરી, અમારી દેશભકતી અમોએ એક હજારવાર પુરવાર
રી છે અને તેની સાબીતીઓમા અમારા હઇયાત, ધરમના સારવજનીક
ાતાઓ ઉભેલા ઠારેઠાર માલમ પડે છે અમારી દેશભકતીના નમુના
તેવા હોય તો માત્ર બોરીબદરના સટેશન આગળ આવીને જુઓ,
ાર ફીરોજશાહ, તાતા, પીટીટના પુતળા, તમને આપોઆપ જવાબ
આપશે ટાઉન હોલમાનુ સર જમશેદજીનુ પુતળુ, તમને તેનો જવાબ
આપશે, અને હવે પછી સ્થપાનાર દાદાભાઈ નવરોજીનુ બાવલુ,
તમને સપુર્ણું જવાબ અમારી દેશભકતીનો આપશે અમારા જવાબ
તમારા ધરમ ખાતાના ફડોમા, તમારા સાહાસના ઇતીહાસમા, તેમજ
રેક ધાર્મીક સારવજનીક કેળવણી કે રાજદવારી ઇમારતો, અમારી
દેશભકતીનો અચુક જવાબ આપશે અમોએ તમો માટે ઘણુ કર્યુ છે,
અને હજી ખુદાના હોકમથી કરીશુ

અથ જમ્યાત યથ આફ્રિનામી

---

36

# A DEFENCE OF THE CONGRESS LEAGUE SCHEME

*(A Study in Comparative Politics)*

BY
P C MAJUMDAR, M A, B.L.
*Vakil, High Court, Calcutta*

Price Re 1/-

Can be had from,—
M D MEHTA & Co.
Post Box No 544,
7, Vanka Mohalla, Cross Kolbhat
Lane, Dhobi Talao, Bombay, 2